अमदावाद स्वदेश हितेच्छु सभा.

# ॥ तुरंग माळा ॥

# * संप.

૧૯-[illegible]

## अंक १ लो.

॥ श्लोक ॥

अल्पा नामपि वस्तूनां संहतिः कार्य साधिका ॥
तृणै र्गुणत्व मापन्नै र्बध्यं मत्त दन्तिनः ॥

અર્થ.—અલ્પ વસ્તુની સહતિ એટલે સંયોગકાર્યની સીદ્ધિ કરે એવો છે. એકઠા થઇ દોર રૂપે થએલા તરણાથી મદોન્મત્ત હાથી બંધાય છે. મિત્રો—તરણા જેની અલ્પ વસ્તુ સંયોગનું બળ પામે મદમસ્ત ગજેંદ્રને જેર કરે છે, તો મનુષ્ય સમુહ ઐક્યતાથી જોડાય તો શું ન કરી શકે?

સંવત ૧૯૩૯ સને ૧૮૮૩

કિંમત રૂ૦—૦—૬

---

* લખનાર—દેશાઇ ધીરજલાલ નરભેરામ
જીલ્લે ભરૂચ.

## દોહરો.

સંપે સુખ શાંતિ સદા, સંપ વિના સુખ દૂર;
સંપ સંપતિ આર્યજન, તેથી ગ્રહો જરૂર. ૧

દરેક દેશની ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ સ્થીતિનો આધાર મુખ્યત્વે કરીને તે દેશની ઐક્યતા એટલે સંપના પ્રમાણ ઉપર રહેલો છે. અર્થાત જે દેશમાં સંપ સ્વતંત્ર સત્તાથી વિરાજીત હોય છે, તે દેશની સ્થીતિ ઉત્કૃષ્ટ અને દેદીપ્યમાન હોય છે. અને જે દેશમાં સંપ તત્વની નૂન્યતા હોય છે, તે દેશની સ્થીતિ દયા પાત્ર અને નીચી હોયછે. આપણું આર્યસ્થાન અર્વાચિન પ્રસંગમાં ઈતર દેશો કરતાં સંપતત્વથી વિરક્ત છે. અને એના અભાવને લીધે આ દેશની સ્થીતિ કેવી દુરદશામય છે. તે આપણે બધા જાણીએ છીએ, એટલુજ નહીં પરંતુ ભોગવીએ છીએ.

સંપ એ સુખનું મુળ છે. સંપ એજ રિદ્ધિ, સતા, જયપાતાકાને ફરકાવવાને શક્તિમાન કરે છે; અને એ અલૌકીક ફળ દાતા છે. યુરોપી પ્રજા જે અકાળગાં શકિત, રિદ્ધિ તથા સત્તાથી દેદીપ્યમાન પ્ર-
ે, તે સંપ તથા ઐક્યતાનોજ પ્રકાશીત પ્રભાવછે;
સાગાની છે. વળી સંપ એ સંસારિક સુખનો

વૃદ્ધિ દાતાછે. જે કુટુંબમાં તથા જનજન મંડળમાં સંપની સત્તા ખંડિત થએલી છે, અને કુસંપ સત્તાધારી પ્રતિનિધી થએલો છે. તે જનસમૂહને સુખ માળવું એ સંપૂર્ણ અસંભવીત છે. અને સદરહુ મુજબ અર્વાચિન કાળ પ્રસંગમાં આપણું આર્યજન મંડળ કુસંપની સત્તા દુઃખ યુક્ત સ્થીતિમાં છે. તે સંપ તથા ઐકયતાની સત્તા નીચે નહીં આવે, એટલે સંપથી વિરક્ત રહેશે ત્યાં સુધી આર્ય બંધુઓ—સુખ સત્તા તથા આનંદ એ દુરધટ છે. એમ નક્કી તમારા ચિત્ત રૂપી ચિત્રપટ ઉપર ચિતાર કરી રાખજો.

અને જ્યારે **સંપ વિના સુખ નથી** આ વાકય સત્ય છે, ત્યારે શું આપણે કુસંપથી થતા દુઃખો સામે બચાવ કરવાને તત્પર ન થવું એ યોગ્ય છે? શું કુસંપથી આપણે અસંખ્ય સંકટો સહન કર્યાં નથી?

અરે આપણા અસંખ્ય લાભો ગુમ થયા છે. આપણી લક્ષા વધિ લક્ષ્મી લુટાઇ છે, તથા જાય છે. આપણી સ્વસત્તા ખોઇ છે, તથા પ્રકાશિત આર્ય રાજયો એથીજ ક્ષય પામ્યા છે. આપણી સંસારી સ્થીતિ એથીજ દુઃખ યુકત થઇ છે, તથા એથીજ આપણે શૌર્ય, રિદ્ધિ, સિદ્ધિ તથા સુખ સત્તાથી ભ્રષ્ટ થએલા છીએ, થઇએ

છીએ તથા સંપની પ્રકાશિત સત્તા નીચે નહીં જઇશું ત્યાં સુધી બેશક હાલ બેહાલ થઇશુંજ અને ફરી થઇશું.

કાળે કાળે સમય પરત્વે દરેક દેશમાં તથા દરેક જન મંડળમાં, દુઃખદ સ્થીતિને દુર કરી શુખ શાંતિને અનુંકુળ કરવા, સંપ તત્વને આધિન થઇ યોગ્ય માર્ગ યોજાય છે. એટલે કે રાજા ગમે તેવી સ્વચ્છંદી રીતે પ્રજા ઉપર હદ ઉપરાંત કર આદિ બોજાઓ નાંખે, ઇવા નિંદીત કર્મ આદરે, ને પ્રજા કદાપિ સહન શીળ ગુણ ગ્રહણ કરી તે દુઃખો સહન કરે- પરંતુ દુઃખની ઝાલ પ્રજાને ઝંપવા ન દેતા, સર્વ સમુહને લાગણીથી એકત્ર કરે, અને જ્યારે સહન શીળ પ્રજાનુ ઐકય સમગ્ર થાય, ત્યારે પ્રજા નિંદીત કર્મ કરનાર ભૂપતિના સર્વ કર્મ સહન કરી શકે નહીં. અને જ્યારે યોગ્ય પ્રસંગ આવે ત્યારે મદના પર્વત ઉપર ચઢેલા પ્રજા રક્ષકના ઇલકાબને ખામી પોહોચાડનાર અધમ માહારાજાને ગગડાવી પાડી અધમ સ્થીતિમાં આણી દેછે. સદરહુ પ્રજાની ઐકયતાના બળનું ફળ તથા કીર્તિ અપૂર્વ છે. અને એ બળને ગ્રહણ કરનાર પ્રજાનો રૂડો વખત તેની સનમુખ આવતાં વિલંબ થતો નથી એવા પ્રસંગમાં રાજ્ય કરતા મદાભિમાની હોય અને મદના

સપન છપનમાં લપેટાઇ લાહેરી બતાવવા જાયતો, એકત્ર થયેલી સંપી પ્રજા કળ, બળ તથા ચાતુર્યતાના પ્રતાપથી, ઇયા ક્રોધે ભરાઇ શસ્ત્ર સજી પ્રજાના પેટ ઉપર પગ મુકનારનો ઉચ્છેદ કરે છે. અને તે આદી અનાદીથી પ્રથા છે. ને તેને આધિન થવું એ અગત્યને પ્રસંગે અગત્યનું છે. એમ વિદ્વાનોથી અગત્યતાને લીધે ધરાયલું છે સમય પરત્વે સંપી જથાના મહાન બળ આગળ ચક્રવર્તિ ભૂપતિઓને તેઓના મનની ઉર્મીઓ મનમાંને મનમાંજ શમાવવી પડી છે. અને પ્રજાનું માન્ય ન કરતાં ઉદ્ધત થએલા ભુપતિઓના શીરછેદ થયેલા છે. જેવા કે વેન, પેહેલો ચાર્લ્સ તથા ફ્રાન્સનો ૧૪ મો લુઈ વિગેરે તથા રણ રંગ રાખવામાં આગ્રહી સેનાધિપતીઓને સંપી પ્રદેશમાંથી નાશી આવી મૂગે મોઢે મનને હાય વરાળનો સોસો દઈ બેસી રહેવાને ફરજ પાડી છે અને તેઓની સૈન્ય કૌશલ્યતા સંપી પ્રદેશમાં નિષ્ફળ નીવડી છે તથા નીવડે.

સર્વમાં સંપી મંડળ શ્રેષ્ટછે. તેની સંસાર સુખ સંપત્તિ શાંતિયુક્ત સુખદછે, તથા સંપતી શૌર્ય સમૃદ્ધિરૂપી તરવાર આગળ સર્વના પાણી નીચ્યાછે. કાળ પ્રસંગે સંપનું

રૂપ વિચિત્રછે તથા વિચિત્ર સત્તા બતાવી અલૌકિક ફળને પ્રાપ્ત કરે એવુંછે.

સંપીજન સમુહ શું નહી કરી શકશે?—તે કળી તથા કહી શકાતું નથી.

અર્થાત—સંપીજન સમુહ જે ન કરે તે ઓછુંછે. મહાન સંપી જનમંડળ ચાહેતો હજારો ભૂપતિઓના ભૂક્કા ઉડાવી નાખે; ચાહેતો સકળ સૃષ્ટિનો વહેપાર એક હસ્તક કરી સ્વમત અનુકુળ કરે; ચાહેતો સમર્થ સેહેનશાહને હતો નહતો કરી નાખે; ચાહેતો નબળા ભૂપતિઓને સબળા કરી તેની આણ જોસથી મનાવે; ચાહેતો સંપી મંડળને કડવું લગાડી કાપટ્ય કરી ઠગનારની કોપરીઓને ક્ષણમાં હતી નહતી કરી નાખી ધારીધારણા પુર્ણ કરે; ચાહેતો જયજય વાણી વદી સ્વજય પતાકા સર્વ સ્થળે ફરકાવે; ચાહેતો સંસાર સ્થીતિને પળમાં સુખ્દ કરી શકે; ચાહેતો સ્વધર્મ દ્રઢ કરી ધર્મનો પ્રકાશીત પ્રસાર પસરાવે; ચાહેતો વિદ્યાનો પ્રકાશ પૂર્ણકળામાં ખીલાવે; ચાહેતો શૌર્ય રસ પી પુષ્ટ બની સકળ સૃષ્ટિને સલવલાવે; ચાહેતો યંત્ર શાસ્ત્રના અધિષ્ટાતા બની યંત્રકળાને ઓપાવે; ચાહેતો જળને સ્થાને સ્થળ ને સ્થળને સ્થાને

જળ પલકમાં કરી શકે; ચાહેતો વેરાન દેશને વસ્તી યુ-
ક્ત કરી મંડળમય કરી મુકે; ચાહે તો શત્રુની સબળી
સભાને ચકચૂર કરી ચાંપીદે કે જેનુ અંકુર પાછું દેખા
વુંજ અશક્ય થાય; ટુંકાણમાં એટલુંજ કે સંપીજન સ
મુહ ચાહે તે કળ બળ અને ચાતુર્યતાના પ્રતાપથી ક્ષણમાં
કરવાને સંપૂર્ણ બળવાનછે.

ઉતકર્ષ ઇચ્છનાર મંડળે, સંપને સ્વમંડળમાં સંપૂર્ણ
દ્રઢ સ્થીતિમાં લાવવા અગમચેતી પકડવી, કે સમય પરત્વે
સર્વે ઉદ્ધત કે શાંત કર્મમાં સંપી મંડળ કામે લાગે. અને
વખતે સ્વહીત ટાંપી તેને મેળવવા હરેક કોઇ સંપી મંડળ
માંનો આગળ પડે કે સર્વે તેને ઉપાડી લે; કે જેથી ફત્તેહ
મેળવવા સંપૂર્ણ સબળ સાધન થાય. એતો નક્કિજ છેકે
સ્વતંત્રતા તથા શાંતી એ સંપની દાશીછે. સ્વતંત્રતા સિવા
યનું જીવવું તે સર્વદા ધિક્કાર પાત્રછે. પરતંત્રતા એટલે
પરસત્તાને આધિન રહેવું એ પુરૂષાર્થને સંપૂર્ણ ખામી
પોહોચાડનાર છે.

અરે!!! એવા કોણ હશે કે તે પોતાના પુરૂષા-
ર્થને માટે મદમસ્ત નહી હોય? એવા કોણ હશેકે પરનાજ
ગુણગાન ગાવાને પોતાના પુરૂષાર્થનો ટેક તજી રાજી હોય?

એ પણ નક્કીજ છે કે સંપવિના સ્વતંત્રતા નથી.
રતંત્ર રહેવું એ દોહ્યલું દુઃખદ છે. પરતંત્ર રેહેનારી
જા અથવા જન સમુહ એ બેશક ગુલામ છે. શૌર્યહિન
ાંડળ છે. અને સર્વમાં તેની કીંમત ધિક્કાર પાત્ર છે.
વતંત્રતાના ટેકની ધૂનમાંને ધૂનમાં દરેક પ્રજા તથા જન
ંડળ લઢેલાં છે. તે એટલાજ માટે કે—શું પરસત્તાને તાબે
રીશું? શું તેણે આપેલા ઇનસાફને સ્વીકારીશું? શું તેને
આપણા ધણી તરીકે માનીશું? શું આપણી સલામતિનો
આધાર એના ઉપર રાખીશું? શું આપણી સઘળી સ્વતં-
તા ખોઇ તે સાથે આપણી જન્મ ભુમિ તેને સ્વાધીન
રીશું? અરે એથી સૈન્યમાં ધુમી પ્રાણ આપવો એ સા
ા. એવા અને એજ ટેકમાં દરેક રાજયો તથા આદી
જપૂત વીરો, યવનો સાથે શૌર્યથી ધુમેલા. અને પોતાનાં
વટેકને ખીલાવનારી સ્વતંત્રતાને ખાતર, પ્રાણની કીમત
ાડીની ગણતા. અને પ્રાણ આપવાને ધસતા, પછી
ારો કે જીતો. અર્વાચિન પ્રસંગમાં આર્યવીરો એ વિ-
ારોથી ખરેખર વિરકત છે. તેથી તેનું પુનઃસ્મરણ સ્તુ-
ત પાત્ર છે.

સંપ એ સર્વ સુખ સંપાદન કરાવનાર શ્રેષ્ઠ સા-

ધન છે. એ સાધનથી ઘણો પક્ષ સંકલાયતો તેની મમતા ધરવવા કોઇ પણ સમર્થ નથી. અને જો તે સમુહમાં સ્વતંત્રતા રૂપી દિનકર પ્રદીપ્ત થાયતો પરતંત્રતા રૂપી અંધકાર પલકમાં હતો નહતો થાય. સાંપ્રત કાળમાં સંપીલી સ્વતંત્ર પ્રજાએ અતી ઉચ્ચ સ્થાતિને ભોગવીછે. તથા તેને ગ્રહણ કરનાર હરેક કાઇ પ્રજા ભોગવે તે નિઃસંદેહ છે.

પ્રુશિઆ જે સો વર્ષે પૂર્વે યુરોપમાં મધ્યમ પંક્તિનું રાજ્ય ગણાતું હતું તે અર્વાચિન પ્રસંગમાં યુરોપમાં પોતાની મહતા શ્રેષ્ટ ગણાવી મગરૂર બન્યું છે. તે ફ્રાંન્સ ઉપરની છેલી ફતેહ મેળવી તેનુંજ ફળ છે જે ફતેહ પ્રૂશિઆએ શૌર્યવી મદમસ્ત બનેલા સંપીલા સૈન્યથીજ સ્વતંત્રતાના ચાક ઉપર ચઢી મેલવી છે. તે એક સંપની મહતા બતાવનારૂ અગ્ર બીંદુ છે.

અમેરિકન પ્રજાસત્તાક રાજયો, જે અર્વાચિન પ્રસંગમાં ઉચ્ચ સ્તીતિમાં છે એ સ્વસ્થાનો આપણી બહાદુર બ્રિટિસ સરકારની સત્તા નીચે હતાં તે વખતે બ્રિટનોના હાથમાંથી સ્વતંત્ર થવા સંસ્થાનોએ સંપીલા થઇ પ્રયોગો કીધા અને બ્રિટનોને હંફાવ્યા. આખરે બ્રિટીશ સત્તાને પ્રજા મંડળના સંપીલા સમુહની સામા ચુપકી મારી બે-

સવું પડયું હતું જોકે બ્રિટિશ સત્તાના હાથમાંથી આવો સૌંદર્ય રસાળ દેશ જતો હતો, તે રૂચતું નહોતું. પરંતુ સંપીલી પ્રજા આગળ સર્વ યોજના નિષ્ફળ નીવડી. અને સંપીલી પ્રજાએ પૂર્ણ જય મેળવ્યો. એ સંપનો સંપી પ્રજાના સબંધમાં તેજસ્વી યશ છે. સંપ એ સર્વ સુખનું બીજ છે. અને અનાદિ કાળથી એજ બીજે વૃદ્ધિ મય થઇ, કલ્પ વૃક્ષની માફક સર્વ ધારણુ સંપુર્ણ કરવા અગ્રહામી બીડેલ છે. અવર સર્વ સાધનો અંતર ગત છે.

સાંપ્રત પ્રસંગમાં પુર્વની જાહો જલાલી પશ્ચિમમાંછે અને પશ્ચિમની સ્થીતિ પુર્વ ભોગવે છે. એ સર્વ છીન્ન ભિન્ન રૂપકો મનને આશ્ચર્યતા સહીત ઉંડા વિચારમાં નાખે એવા છે. એટલે પુર્ણ વૈભવ્યથી ઉંચ સ્થીતિ ભોગવતી પ્રજા નીચ સ્થીતિમાં ગબડી પડી છે. અને નીચ સ્થીતિમાં સડતી પ્રજા વૈભવ્યના શીખર ઉપર ચઢી સર્વ સુખ સત્તાને યથેચ્છ ભોગવે છે. આ અદ્ભુત ફેરફારનું શું કારણ? તો તે એજ છે કે પશ્ચિમની પ્રજાની દ્રઢતા ઐકતાના અંકુર કેટલેક પ્રસંગે કુદરતી લાગણીથી ઉત્પન થાય છે. પરંતુ તેને સુસવાટા બંધ જયરંગમાં ખીલવવાને પ્રેરણા કરનારની જરૂર છે. અને તેવે પ્રસંગે પ્રેરણા કરનારથી જે કા-

ર્યની સિદ્ધી બને છે, તે કરવાને મોટા મોટા ભુપતિઓ પણ અશકત છે. પ્રેરણા કરનાર એટલે પ્રજાને ઇચ્છા સંપી સમુહને તેના ખરા હકોનું ખરૂ જ્ઞાન કરી તે મેળવવાને ઉશ્કેરણી કરનાર હોય તેજ. અને તેવા મહા પુરૂષોનો યશ યશાળોછે. તેનુંજ આ શ્રષ્ટિમાં જનમવું શ્રેયકારીછે. અને તેનેજ પોતાની જનનીના ગરભાશયમાં રહી તેને શ્રમમાં નાખેલી તેનું સારથક કર્યું છે. એમ કહેવાય, ને તેને માટે સાંપ્રતકાળના પશ્ચિમવાશીઓને માન ઘટેછે. તેમતેમના શ્રમનો બદલો પણ જગત્રાતાએ સઘળો આપેલોછે. તે સ્પષ્ટદ્રશ્યમાનછે. જેણે પોતાના દેશનું હીત કરવામાં જીજ્ઞાસા નથી બતાવી; જેણે દેશની દુઃખી સ્થીતિની દાઝ નથી આણી; જે આપ સ્વાર્થમાં મશગુલ થઇ દેશ સ્થીતિ ગમે તેમ થાઓ તેને માટે નીસ્પૃહી છે; તથા દેશ સ્થીતિને દુઃખી સ્થીતિમાં આણવાને યત્ન કરેછે; તથા દેશની રૂડી સ્થીતિ કરવાને માટે જરાપણ સ્પૃહા નથી રાખતો; તેવા દેશદ્રોહીનું જન્મવું વૃથાછે. તેની જનનીની કુખને એબ લગાડનારૂછે. અને તેવા પુરૂષાર્થહિન દેશદ્રોહીના ઉપર હજારો ફેરા ધિક્કારછે. એવું પૂર્વેના સ્પારટન, રોમન, આર્યસ્થાનના ક્ષત્રીવીરો તથા સાંપ્રત

કાળના કેટલાક પશ્ચિમવાસીઓ માનેછે. અને તે યોગ્ય છે. કેમકે જે દેશ ઉપર જે જન મંડળને વસવાનું છે, તે જનમંડળનેજ તે દેશના સર્વે હકોનું રક્ષણ કરવાનુંછે, એટલે તે જનમંડળનેજ સર્વે સ્થાવર જંગમ ઉપરના લાભો તે દેશના ભોગવવાનાછે, અને તેથી તેનું રક્ષણ કરવું એ તે દેશના પ્રત્યેક મનુષ્યની ફરજછે ને તે ફરજને અદા નહી કરતા ચુકેછે તે બેશક પોતાનો કુહાડો પોતાના પગમા મારનાર ગમારછે એ નિઃસંદેહછે દરેક દેશવાશીએ પોતાના દેશની સ્થીતિને સુખ સત્તાથી અનુકુળ કરવાને યત્ન કરવું એ તેમની ફરજછે અને જેઓ પોતાની ફરજ અદા કરવાને યત્ન કરતો એ તેમની ફરજછે એમ માનેછે અને જેઓ પોતાની ફરજ અદા કરવાને બહાર પડેછે તેઓ અમુલ્ય કીર્તિરૂપી લાભ મેળવેછે. જો કદાપિ તેન કેટલેક પ્રસંગે કેટલીક મુશીબતો ભોગવવી પડેછે. પરંતુ ધીરજરૂપી શસ્ત્રગ્રહણ કરી મંડયો રહેતો, તે આખરે જયરંગ મેળવી દેશ સ્થીતિને રૂડી સ્થીતિમાં આપાવે. પછી ગમે તે કામ ઉપાડયું હોય કાંતો સંસાર સંબંધી કે ધર્મ સંબંધી કે રાજ્ય પ્રકરણ સંબંધી હોય, તોપણ શું થયું. કોબ્ડેને શોળ વરશની લાંબી મુદત સુધી શ્રમ લઇ ઇંગલાંડમાં

ધારેલી નીતિનો પ્રકાશ કીધો હતો, એ તેની દ્રઢતાનો યશસ્વી યશછે, એતો નકીજ છે કે પ્રજાને તેના લાભ જણાવી ઉશ્કેરનાર ઇંયા પ્રેરણા કરનાર ઉત્પન્ન થાય કે, તરતજ દુઃખી પ્રજા ઇયાજન સમુહ એકત્ર થઇ જાય. અને જ્યારે એકત્ર થએલી પ્રજા ઉદ્યોગે મંડે ત્યારે શું ન કરે?

આસ્ટ્રીયન રાજ્યસત્તા ઇટલી ઉપર હતી તે પ્રસંગે આસ્ટ્રીઅન રાજ્યસત્તાએ પોતાના દેશના લાભના કામો હોય તે પ્રસંગે પ્રજાના હીત ઉપર જરા પણ લક્ષ ન આપતાં સ્વચ્છંદીપણે પોતાના સ્વાર્થમાં મશગુલ રહેતી હતી. ઘણા વખત સુધી પ્રજાએ રાજ્ય સત્તાનું માન્ય કરી સર્વ સંકટો સહન કર્યાં. પરંતુ તે સહન શીળ પ્રજા તરફ "નબળી બોરડી વધારે ઝુડાય" એ કહેવત પ્રમાણે રાજ્યસત્તાએ ચલાવ્યું. આથી પ્રથમ પ્રજાએ રુશણા લીધા, અને એવા પ્રસંગમાં મેઝની જેવા બાહાદુર દેશહિતેચ્છુ વીરે ગેરીબાલ્ડી જેવા વીરને પોતાના પક્ષમાં લઇ, દેશના હીતનો આરંભ કીધો. પ્રજા એકત્ર થઇ અને તેમના મનમાં નક્કી ઉતર્યું, કે—"પેહેલા શીપાઇ બચ્ચા બની શૌર્યના સપાટાથી દેશને દમનારનો નાશ કરી. સ્વભૂમીને

તાએ કરવી' અને પછી નીતિ બળથી રાજ્ય વ્યવસ્થા ક-રવી"—આ વિચાર તેમના ડહાપણવંતા અને યશસ્વી હતા. ને એથીજ આસ્ટ્રીયન રાજ્યસત્તાના હજારો પ્રયત્ન છતાં તે નિષ્ફળ નીવડી. સંપી પ્રજાની ઐક્યતાની મહતા એ શૌર્યમાં ઉછળી આસ્ટ્રીયન રાજ્ય સત્તાને છીન્ન ભિન્ન કરી નાંખી. એ ઉદ્ધત તથા સ્વાર્થિ રાજ્ય સત્તાના પ્રસં-ગમાં, સંપીલી પ્રજાની ઐક્યતાનો યશાળો યશ છે. અને સંપીલી હરેક કોઇ પ્રજા એમ યશને અનુકુળ કરે. એમ સંપ સંપની મહતાનું શિક્ષક રૂપે રૂડું દર્શન કરાવેછે. અર્થાત—સંપ એ સર્વ સુખનું અગ્ર બીંદુ છે. અને એ શીવાયના અવર સાધનો નિરબળ છે.

સંપરૂપી ઝરાનો પ્રચંડ પ્રવાહ જે જે જન મંડ-ળમાં તથા જે જે દેશમાં પુર્ણ ઊત્સાહથી પ્રકાશ પામે છે· તે જન સમુહ, તે દેશ, તે કુટંબ, તે પ્રજા, ઇયા હરેક કોઇ જે તેનો આશ્રય કરેછે, તે સર્વદા અલૌકિક સુખનો લાભ ભોગવેછે.—સંપ રૂપી ઝરાનો પ્રવાહ જે જન સમુહ-માં પ્રાપ્ત થાયછે. તે સર્વદા કંટક રૂપી અવર જનોના દુઃખથી દુર રહેછે તેમના વ્યાપારની હરીફાઇ કોઇ કરી શકતું નથી, અને તેની મરજી વીરૂદ્ધના હરેક કોઇ દબાણ

માં, કોઇ પણ દબાણ કરનાર તેની સાથેની હરીફાઇમાં લેશમાત્ર પણ ફાવી શકતા નથી.

સંપ રૂપી ઝરાનો પ્રવાહ જે દેશમાં પુર્ણ પ્રકાશે છે, તે દેશ ઉપર કોઇ પણ પરદેશી સેહેનશાહ ઘડીભર પણ રાજ્ય ચલાવી શકે નહીં જો કદાપિ અવર દેશી રાજાએ પોતાના કઠણ કોરડા નીચે રાજ્યવ્યવસ્થા એક ચકરે કરી હોય, તો પણ શું થયુ. સંપરૂપી ઝરાનો પ્રચંડ પ્રવાહ એક ક્ષણમાત્રમાં તેની રાજ્યસત્તાથી પરતંત્રતાની ઠોકાયલી સખ્ત ખીંટીઓ ઘસડી જાય. ટુંકાણમાં સંપરૂપી ઝરાનો આશ્રય કરનાર દેશ સ્વરૂપી અનુકુળ શ્રેષ્ઠ સુખો ભોગવેછે.—જેમ અમેરિકન પ્રજાસત્તાક રાજ્યો હાલમાં સુખ સત્તા ભોગવે છે તેમ.

સંપી ઝરાનો પ્રવાહ જે કુટુંબમાં વહે છે, તે કુટુંબ હમેશાં કલહના દુ:ખથી દુર રહે છે. તેના કોઇ પણ અદેખા પડોશી તેને દુ:ખ દેવાને ફતેહ પામતા નથી. એટલુંજ નહીં પરંતુ તે કુટુંબ સર્વદા સંપને આશરે રહે છે. ત્યાં સુધી સુખ શાંતિમાં રહે છે. અને દુ:ખનુ મુખ દેખતું નથી.

સંપ રૂપી ઝરાનો પ્રવાહ જે પ્રજામાં પ્રસરે છે, તે

પ્રજા મદમસ્ત રહી સર્વ સુખો સંપાદન કરે છે. અને તે
ની આગળ રાજા, અમીરો, તથા અવર દ્રોહી જનોના
મદગલીત થાય છે. એટલુંજ નહી, પરંતુ કરડાં બંધનો
રાજ્યસતાનાં છયા અવર જનોના મુદલ પણ ચાલી શકતા
નથી, તે પ્રજાના ખાનગી સુખોમાં કોઇ પણ ઇજા કરવા
સમર્થ થતું નથી. તે સાથે રાજ્ય બંધનની વ્યવસ્થા પણ
પોતાની ઈચ્છા અનુકુળ ચલાવે છે. તેમજ અવર સધ-
ળી પ્રજાએ તેના તેજથી ભીતિમાં રહે છે. ને સંપી પ્ર-
જાને કંઇ પણ અપ્રીય ન લાગે એમ નમ્ર વલણ રાખે છે.
કેમકે એૈકયતા વાળી પ્રજાનુ શૌર્ય ઉછલેતો તેનુ પરિણામ
કંઇક વિચિત્રજ લાવે. અર્થાત સંપી પ્રજાના શૌર્યથી સરવેના
મદગલીત રહે છે. સંપી પ્રજાનો તોર કાંઇક ઓરજ રહે છે.
તેમ તેનાં સુખો પણ વિચીત્ર હોય છે. તેના સુખોની મહતા
અનુંભવી જનોજ જાણે છે કેમકે તે કથી શકાવું અશક્ય છે.
જેમ ઘીનો સ્વાદ ખાય છે, તેજ જાણે છે. તેમ સંપી પ્ર-
જાના સુખની મહતાનો આભાસ જે ભોગવે છે.તેજ જા-
ણે છે. જે સુખો પૂર્વેના સ્પાર્ટનો, રોમન, ગ્રીક.તથા આ-
ર્યસ્થાનના રજપૂતો વગેરે ભોગવતા હતા તે સાંપ્રત પ્રસંગમાં
ફ્રાંન્સ આદિની યુરોપી પ્રજા ભોગવે છે. ટુંકાણમાં સંપ

તત્વથી ઐક્ય થયેલા મંડળના સુખની મહતા અલૌકીક છે. અને સુખ સત્તાને અનુકુળ કરવાને જે કોઇ પ્રજા ઈ-યા દેશ ચાહાતો હોય તો તેને સંપ તત્વને આધીન થવું એ અત્યંત અગત્યનું છે. કેમકે સંપ તત્વને ગ્રહણ કરવાથીજ યુરોપી પ્રજા ઉચ્ચ સ્થીતિમાં આવી છે.

સૃષ્ટિની સ્થીતિ એવી રચેલી જણાય છે કે સુખદ માર્ગની સુલભતા કરવા સારૂ મંડળનું મીશ્ર થવુ અગત્યનું છે. મંડળથી પ્રાંત ને પ્રાંતથી દેશ એમ અનુક્રમે મંડળ મહા વીસ્તારમાં વિસ્તીર્ણ થતું જાય. અને ઐક્યતાની નીકટતાને સંકળાવતું જાય તેમ તેમ સુખ સત્તાની અનુકુળતા વધતી જાય. એમ સાંપ્રત દેશ કાળ જોતા જણાય છે. અને સંપ તત્વથી ઐક્ય થએલા સ્વદેશી મંડળના દરેકે શક્તિ પ્રમાણે કલ્યાણકારી લાભ અપાય, તથા સ્વદેશનું શ્રેષ્ટપણું તથા વેહેપાર સ્મૃદ્ધિ વૃદ્ધિમય થતી જાય, તથા સ્વદેશની મહતા નીચ સ્થીતિમાં ન આવતાં, સઘળા સુખદ માર્ગને અનુકુળ થાય. તથા ઐક્યતાનો સુખદ માર્ગ સુદ્રઢ થાય તેવી યોજનાઓ કરાય એવો પ્રયત્ન કરવો, એ દરેક સ્વદેશ બાંધુઓની ફરજછે. આ વિચારોનો આભાસ સાંપ્રતકાળમાં આર્ય પ્રજામાં કઇક ઉદય થયો

હોય એમ દીસેછે. ને સદરહુ વિચારોને કરમાવી નહી ના ખવાને આર્યસંતતીને મારી નમ્ર પણ સખ્ત ભલામણછે. કેમ કે મહાન જ્ઞાનાધ્યક્ષ વિદુરે વિદુર નીતિમાં કહ્યુંછે કે—

नदेवा दंडमादायरक्षंतिपशुपालवत्।
येनंरक्षितुमिच्छंति वुद्ध्यासंनिभंजतित॥

અર્થ—દેવતાઓ કાંઇ ગોવાળની પઠીમ લાકડી લઇ ને રક્ષણ કરતા નથી. જેને રક્ષણ કરવાને ઇચ્છે છે તેન બુદ્ધિ સાથે જોડેછે. એટલે સારી બુદ્ધિ આપેછે,

અને જયારે આવી બુદ્ધિનું અંકુર પ્રાપ્ત થયું છે. ત્યારે તેનું ફળ પણ બુદ્ધિનુ અંકુર ફોડનાર સર્વેસ્વર સારૂ જ આપશે, એમ દ્રઢતા રાખી શુભ યોજનાઓ યોજયા જવી એ યોગ્યછે. કેમકે જેમ જેમ કલ્યાણકારી યોજનાઓ કરતા જશો તેમ તેમ સુખદ ફળની પ્રાપ્તિ થતી જશે. એને માટે વિદુર કહેછે કે—

यथायथाहिपुरूषकल्याणेकुरुतेमनः।
तथातथास्यसर्वार्थाःसिध्यंतेनात्रस्संशयः॥

અર્થ—જેમ જેમ માણસ કલ્યાણ કરવામાં મન લગાડતો જાયછે. તેમ તેમ તેના સર્વે મનોરથો સિદ્ધ થતાં જાયછે. એ નિઃસંદેહછે,

જે જન મંડળ મનોરથ સાફલ્ય કરવાને ઇચ્છતું હો ય, તેને આ સાધનને અનુસરવું. એટલે યુરોપ તથા અમે રિકાના યુનાઇટેડ સ્ટેટ આદિના જે જનમંડળો, સંપૂર્ણ સુખ સત્તા તેઓની જન્મભુમી ઉપર ભુમિ પૂત્રરૂપે ભોગ વેછે, તે સુખસત્તા અનુકુળ થવી અશકય નથી. ભૂમિપૂત્ર રૂપેના સર્વ જન મંડળના હકો જે ભૂમિ ઉપર જન્મે છે. તે ભૂમિ ઉપર સરખાજછે. કેમકે જગત નિયંતાએ જે જન સમુહને જે પ્રદેશમાં ઉત્પન્ન કીધુંછે, તે પ્રદેશાના સર્વ કુદ રતી સુખો ભોગવવાને તેને હક આપેલાછે. એટલે તે પ્રદે શની સર્વવ્યવસ્થા કરવાનો હક તે પ્રદેશના ભૂમિ પૂત્રો- નો છે.

આર્યો ! સત્વર થાવ. ભૂમિ પૂત્ર રૂપેના તમારા સર્વ હકો, ભરતભૂમિ ઉપર અવર ગોલાઠીઆઓ કરતાં. સર્વથી સબળછે. માટે પ્રાચિન આર્યજનોએ વારસામાં આપેલી ભરતભૂમિ ઉપર, ઉચ્ચ વૈભવ ભોગવવા, ઉચ્ચ ગુણો ગ્રહણ કરી લાયક થાઓ. કેમકે પિતાથી સમગ્ર થએલી સર્વ સં- પત્તિ પુત્રોનેજ પ્રાપ્ત થાય. અને પુત્રેં પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવું, એ પુત્ર રૂપે પુત્રની ફરજછે. તેમજ પૂર્વ આર્ય શીષ્ટ જનોના સંપાદન કરેલા સંપત્તિ રૂપેના હકો તથા ગુણો,

સાંપ્રત આર્ય પ્રજાએ શોધન કરી મેળવવા પ્રયત્ન કરવો, એ આર્ય સંતતિ રૂપેની આર્યોની સંપુર્ણ ફરજછે. જેમકે સગીર ઉમરમાં રહેલા પુત્રની મીલકત અવરજનો દબાવીદે છે. તે લાયક થએ મેળવવા યત્ન કરેછે, ત્યારે તેને આપણી ઇનસાફી સરકાર અપાવેછે. તેમજ પ્રજારૂપેના હકો મેળવવા યત્ન કરવો એતો કુદરતી નીયમછે. અને તેને અનીતિ કહેવાને કોઈ પણ ઇનસાફી આદમીનું અંતઃકર્ણ આકર્ષણ કરેજ નહી. અને તેને અનીતિ કહેતો તેના જ્ઞાન તંતુની મહતા નીષ્પક્ષપાત ઇનસાફ તરફ કેટલી છે, તેનો સ્પષ્ટાભાશ સષ્ટિના સર્વ સુજનોના અંતઃકર્ણ ઉપર પડેજ એ નિઃસંદેહછે.—આર્ય સંતતિ બુદ્ધિ રંગમાં સગીર હોવાને લીધે, જગત્રાતાએ બહાદુર બ્રિટિશ સરકાર જેવી વાલી નીમીછે. જે વાલીએ પોતાની રક્ષક રૂપેની ફરજ આર્ય પુત્રો પ્રત્યે—સત્તા રૂપે સમયના ધારાની આણ મનાવી, અમુક પ્રસંગે અમુક કારણોએ સ્વચ્છંદી ગંભિર વિચારે ગુંગલાવી, પ્રજાને વ્યહવારમાં ગુંચવી, તેને આપવાના હકોમાં વાળીછે; તથા દેશ દરીદ્ર થાય એમ દેશ સંબંધી નીસ્પૃહતા યુક્ત વિચીત્ર વર્તણુક દર્શાવીછે. તે સિવાય જે વર્તાવીછે. તે સંપૂર્ણ સ્તુતિ પાત્રછે.

આર્યોએ સગીર રંગમાં રહેવું એ ધિક્કાર પાત્ર છે. તથા આર્ય વીર્યને ખામી પોહોચાડનારૂછે. પૂર્વજ આર્યોના મહાન કાર્યોનું મનન કરો અને ઊદ્યોગી થાઓ. હવે તમે લાયક થવા આવ્યાછો. તમારે રાજ્ય પ્રકરણમાં આગળ પડી આપણી વાલી રૂપી પુજ્યનિક સરકારને માથેથી બો જો ઉપાડી લેવાને, તથા ઓછો કરવાને મદદ આપવી એ યોગ્યછે, કેમકે પુખ્ત વયે પોહોચ્યા પછી વાલીને વધારે મેહેનત આપવી એ પુખ્ત વયના જુવાનને સંપૂર્ણ શરમ પોહોચાડનારૂંછે. માટે હવે બ્રિટિશ સરકારને આશાએશ આપવી એ આપણી ફરજછે, કેટલેક પ્રસંગે એવું માલમ પડેછે કે સગીરો પુખ્તવયના થઇ સઘળું કામ ઉપાડી લેવાને લાયક થાયછે, ત્યારે વાલીઓ સંકોચાયછે. અને સાંકડું મન રાખેછે. પરંતુ બ્રિટિશ સરકાર તેવી નથી. કેમકે સર્વ વાતે અનુભવી તથા સમજુછે. માટે આર્ય પુત્રોએ સંકોચાવું એ યોગ્ય નથી.

આર્યો ઉઠો અને તમારા હકોનું રક્ષણ કરો. તરુણ આર્યો વૃદ્ધ જનોને જરા દાબીને કહેતાં વચને લીધે સંકોચાઉછું, પરંતુ તમેતો જરા વિશેશ મદોન્મત પ્રકૃતિથી કહુંછું કે—તમારે દેશ તરફની ફીકરથી જરાપણ નીશ્ચિંત

બેસવું એ યોગ્ય નથી. કેમકે દેશની ચઢતીને તથા પડતી ના સઘળો આધાર તમારાજ ઉપરછે. અને તેનું ફળ આ પણેજ ચાખવાનુંછે. અને આ સઘળુ જાણ્યા છતાં આર્ય તનુજો—જો તમે દેશ સ્થીતિને ઉત્કર્ષ કરવાને પ્રયાસ નહી કરોતો—તમે આર્યસ્થાનની સ્થીતિ ગમે તેમ થાય તેને માટે નીસ્પૃહીછો, દેશસ્થીતિને અધમ કરનાર દ્રોહીછો; દેશ તરફની પ્રીતિના સબંધમાં અધુરા છો; તથા દેશ પ્રત્યે તમારૂ જે કર્તવ્ય કર્મ છે, તેમાં અજ્ઞાન અને બેસમજ છો. એટલુંજ પરંતુ દેશ સ્થીતિને દુઃખ યુક્ત કરનાર અપરાધી છો. એ આરોપ તમારે શીર ચોટશે. માટે સાવધ થઇ તમારી ખરી ફરજને સંભાળો. સાંપ્રત પ્રસંગમાં પ્રકાશિત પરોઢના પ્રતિ બિંબરૂપી અંકુરનો કંઇક આભાસ ઉત્પન્ન થયો હોય એમ ભાસે છે, અને તેને માટે આધુનીક આર્ય વિરોને રંગ છે. ને તે સ્તુતિપાત્ર છે. તેને પ્રતિદીન પ્રકાશિત કરવાને પ્રયાસ કરતા જાઓ એથીજ કલ્યાણ છે. પૂર્વના માહાન આર્ય વીરોના મહત કાર્યોનું મનન કરો, અને ઉચ્ચ વીર્યનું અભિમાન ધરી સર્વથી શ્રેષ્ટ પંક્તિમાં ગણાયલા આર્ય વિરોનું અભિમાન ધરી, તેના જેવા ગુણ સંપાદન કરવા યત્ન કરી, આર્ય

મદને ઓપાવો. અને મારો જે સંપતત્વ પ્રત્યેનો ઉદ્દેશ છે- તેને ગ્રહણ કરી આર્યસ્થાનને સુખસત્તામાં ખીલાવો. અને શ્રીરંગ સર્વે સુખસત્તા જયરંગ મય કરો.

તથાસ્તુ.



# પુસ્તક મળવાના ઠેકાણાં.

આમદાવાદ—રા. રા. જીવણલાલ વરજરાય દેશાઇ પાસેથી ઠેકાણું ખાડીઆમાં લાખીઆની પોળ.

જ્ઞાનપ્રસારક તથા કુસુમગુચ્છના મેનેજર પાસેથી.

રા. રા. હરીલાલ વેણીલાલ દેસાઇ પાસેથીઃ ઠે. જેઠાભાઇની પોળ.

આમોદ તથા જંબુસર.—રા. રા. ધીરજલાલ નરભેરામ. દેસાઈ પાસેથી.

બોરસદ.—રા. રા. ઘેલાભાઇ ભાઇશંકર, વકીલસાહેબપાસેથી.

દાહોદ.—રા. રા. કેશવરાય બાબાજીરાવ દાહોદ મુનસફ કોર્ટના નાજર પાસેથી.

સુરત.—મી. મણીલાલ કેવળદાસ પાસેથી. ઠે. વાડી ફળીઆમાં રણછોડદાસ વકીલની શેરી.

મુંબાઈ.—રા. રા. પરસોતમદાસ ભાઇચંદ પાસેથી. ઠે. મમાદેવીને નાકે જસફરાની ચાલી.

ઉપર લખેલ ઠેકાણેથી આ સભા તરફથી પ્રસિદ્ધ થતા અંકો રોકડી કીમતે મળશે.

સેક્રેટરી.

---

આમદાવાદ—"સમશેર બાહાદુર" પ્રેસમાં છાપ્યું.